શ્રી ગણેશાયનમઃ

# કનક કેશરી.

## નાટકનાં ગાયનો.

રચાવી અને છપાવી પ્રસિદ્ધ કરનાર :—

શ્રી વિજય નૌતમ નાટક સમાજના માલીક.
વિઠ્ઠલદાસ હેમજીભાઇ ભાવનગરવાળા.
હાલ મુકામ–સ્ટેશનરોડ પ્રીન્સેસ થીએટર–સુરત.



મા. ખુબચંદ અમીચંદના ધી સુરત જૈન એ. પ્રી. પ્રેસમાં પ્રભુશંકર
નરભેરામ વ્યાસે છાપ્યું છે. ખપાટીયા ચકલા–સુરત.

આવૃત્તિ ૭ મી ] [ પ્રત ૨૦૦૦
સંવત ૧૯૭૬ ] [ સને ૧૯૧૯

કિંમત ૦–૩–૦

વિદ્યાપીઠ ૬૩૫૫

અમદાવાદ

# નામદાર મુંબાઈ સરકારની

ગુજરાતના કેમીકલ એકઝામીનર વિદ્વાન સરકારી ડાકટરે અમા

રી બનાવેલી બાદશાહી યાકુતી અનંગ વિલાસની ગોળીઓ એનાલાઈજ કરીને તેમાં કોઈપણ જાતની નુકશાનકારક ચીજ નથી એવું સર્ટીફીકેટ આપેલ છે. અને એ ઉમદા રજવાડી દવા અકસીર હોવાથીજ વિલાયતનાં પાસ થયેલા મોટા ડાકટરો રાજા મહારાજાઓ, નવાબો તથા દેશી અને અંગ્રેજ ગૃહસ્થો મોટા સરકારી અમલદારોમાં પણ બહુ વખણાય છે. બાદશાહી યાકુતી

## અનંગ વિલાસ.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્ય-વીકારના તમામ વ્યાધી મટાડે છે. અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઈ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઈપણ જાતની પરેજીની જરૂર નથી, ૪૦ ગોળીની ડબી એકના રૂપીઆ ૧૦

## બાદશાહી યુનાની લેપ

ઉમદા દવાઓ નાંખી આ લેપ બનાવેલ છે. અને તે નસોને પુરતી તાકાત આપે છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે આંકેસ એકની ડબીના રૂપીઆ આઠ તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

ડાકટર કાળીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીઆવાડ.

અને પ્રપંચાનું ગેટ.ળા ભર્યું આડું ગગડાવવું, અને પોતા-વચે આવેલા કુંતલાના વરની શોધ કરવાનો નિશ્ચય કરીને જવું.—

પ્રવેશ ૪ થો. કેશરી ભુવન—નાયકાઓના નાચરંગ સાથે શરાબપાનમાં ગુલતાન બનેલા, અને કૌટિલ્યતાના ભોગ થએલા કેશરીસંહના પોતાના મોટાભાઇ કનકસીંહપ્રત્યેના કુટિલ ઉદ્‌ગાર, મહારાજા કનકસીંહનો પત્ર લઇ કુસુમપુરથી વૃન્દા દાસીનું આગમન, પત્રપાઠ કરતાંજ કેશરી ક્રોધાયમાન વૃંદા પર અત્યાચાર, રાણી આગારથાને હાથે વૃંદાનો બચાવ સાધ્વી આગારથાના સ્વસ્વામી પ્રત્યે કુટુંબકલહ નહી આદરવાના આશ્ચર્યોદય ઉદ્‌ગાર કેશરીએ તેનો કરેલો તિરસ્કાર અને અવશ્ય યુદ્ધ આરંભવાનો નિર્ધાર,

પ્રવેશ ૫ મો. કૌટિલ્ય ભુવન—મહારાજા કનકસીંહે કરેલા અપમાનનો ભયંકર પ્રતિશોધ લેવા સંબંધી કૌટિલ્યસીંહના કૌટિલ્ય ઉદ્‌ગાર, કલાવતીનો સહેલીઓ સંગે વાણી વિનોદ, સમવયસ્કી સખીઓની ટંડી ઠઠોલી, કુમાર કુસુમસીંહ અને કલાવતીનું પ્રણય મિલન—તથા ઉભયે એકી સાથે નિરાધારેલું સમર ભુમિનું ગમન.

પ્રવેશ ૬ ઠો. ચપલાગૃહ—કુંતલા—કિશોરનો માર્મિક પ્રણય વિનોદ અને અરસપરસ એક બીજા સાથે પરણવાની લીધેલી પ્રતિજ્ઞા, સિંહલજીનું આગમન કાપટ્યમુર્તિ કુતલાનું વિલક્ષણ વર્તન અને કુંતલાને નિહાળી સિંહલજીના અંતઃકરણનું થએલું પરિવર્તન ચપલા સાથે કુંતલાના વર સંબંધી વિવેચન, સીંહલજીની મુર્ખાઇ પર ચપલાને થએલો ક્રોધ [illegible] ઉપજેલો વિરોધ—

પ્રવેશ ૭ મો સમરભુમિ—કનકસીંહની યુદ્ધ શિબિર-રણભુમીમાં અગાઉથી આવી પહોંચેલાં કેશરી અને કનકનો સમરસ્થલમાં મેટો,—બાપ ભાઈ વચ્ચે ભીષણ યુદ્ધ આરંભી નાહક નિર્દોષ યોદ્ધાઓના રૂધિરો નહી રેલાવવા સંબંધી "રાજા કનકસીં-હના કેશરીસીંહ પ્રત્યે—

"ધીક્કાર લાખોવાર એ અન્યાયના સંગ્રામ છે,
લક્ષણ નહિ એ ક્ષત્રિના પણ નીચ નરના કામ છે.
ક્ષત્રિ કુલ ગૌરવ ત્યજી નવ અસત પંથે ચાલવું,
કરી કીર્તિ અથવા વીરતા કાં સ્વર્ગમાં અંતે જવું."

વગેરે વગેરે બોધ વચન, કેશરીએ તેનો અસ્વીકાર કરવાથી જાગેલો ભીષણ સમરાનલ, બે ફા કોટિલ્યસિંહે શિબિરમાં લગાડેલો દાવાનલ, કટોકટીના કરી સમયમાં રાણી ભાનુ-મતિ તથા બાળક કુમારને લઇ રક્ષણાર્થે કલ્યાણસીંહનું પ્રયાણ અધમ યુધ્ધે કેશરીનો વિજય— ટેબ્લો.

## અંક પહેલો સમાપ્ત.

## અંક ૨ જો.

પ્રવેશ ૧ લો અરણ્ય—અધર્મ યુદ્ધથી જય પામેલા કેશરીસિંહનું સ્વસૈન્યસહ નાકળવું અને કનકસિંહને જીવતો યા મુએલો પણ પોતાની સમક્ષ રજુ કરવા કોટિલ્યસિંહને રવાના કરી પોતે કુસુમપુરમાં સત્તા સ્થાપનાર્થે જવું.

પ્રવેશ ૨ જો—સળગેલી શિબિરમાંથી ભાનુમતી વગેરેને સહીસલામત લઇ ગુપ્ત સ્થાનમાં કલ્યાણસિંહનું આગમન, રાણીનું આક્રંદ, કુમાર કુસુમને શોધવા બ્હાર પડેલા રાજા કનક-

કુમારને કેસરીના હુકમથી દેહાંત દંડની સજા. કલાવતી અને બંદા હામીને દેહાંત દંડની સજા તથા નાના કુમાર કીર્તિ સીંહને પૃથ્વીપર પટકાતો મારતાં ભાગીરથી રાણીએ કરેલો બચાવ.— ટેબ્લો.

**પ્રવેશ ૪ થો** જંગલ—બાદ સીપાઇઓ કુસુમ કુમારને મારવા લાવે છે તે દરમ્યાન સાધુના લીબાસમાં વીર કલ્યાણસીંહ આવી પહોંચી ઉપદેશના પ્રચંડ મારથી તેમની મતી ફેરવી નાખે છે. સેતાનોનું સાધુઓના રૂપમાં પરીવર્તન થાય છે.

હજારોનાં ગળાં રેંસી, પ્રપંચી પેચમાં પેસી,
કતલ નીર્દોષની કરવી, બુરી એ નોકરી કરવી—૧
તજી દઇ પ્રાણની પરવા, કદી કષ્ટએ અમે મરવા,
છતાં માલીકને પરવા, બુરી એ નોકરી કરવી—૨
ફરી પ્રાણાહુતી રહીએ, કદર જ્યાં થય ના કંઇએ,
નીરંતર રોદણાં રડીએ, બુરી એ નોકરી કરવી.—૩
પરાધીન પીંજરે પડીએ, પરીણામે રડી રહીએ,
ખુશી થઇ ફિકરે વીચરીએ, બુરી એ નોકરી કરવી.—૪

વગેરે શબ્દોથી એવી અત્યાચારની નોકરી નહિ કરવા સખ્ત પ્રતીજ્ઞા લે છે. કલ્યાણસીંહ તેઓને તથા કુમારને લઇ કનક સીંહને મુક્ત કરાવવા રવાના થાય છે.

દિવાની બની પુત્રને શોધતી અનુમતીને ભાગીરથી સાથે મેળાપ થાય છે. બાદ કનક તથા ચંદાને લઇ માણસો મારવા આવતા ભાગીરથી સર્વને બચાવી લઇ જાય છે.

**પ્રવેશ ૫ મો** જેલખાનું—ઉન્મત્ત દિવાના દશામાં જેલખાનામાં કનકસીંહના દશા અને સમયની બલીહારી સંબંધી સમજક

ઉદ્ગાર, કેશરીનો પદ સંચાર,–કનક–કેશરી વચ્ચેનો અંતીમ સંવાદ, કેશરી કનકને પોતાનું મસ્તક નમાવી શરણે થવા ફરજ પાડે છે. ત્યારે કનકસીંહ "એક અવીનાશી સીવાય અન્ય કોઇને પણ કનકસીંહનું મસ્તક નમશેજ નહીં" એવો જવાબ વાળે છે. જેથી ગુસ્સે થઇ કેશરી તેને એકદમ કતલ કરવાનો કુરસીંહને હુકમ કરે છે દરમ્યાન કુસુમ–કલ્યાણસીંહ વગેરે આવી પહોંચી કેશરીને કેદ કરે છે. ટેબલો.

પ્રવેશ ૬ ઠો ચપલાનું મકાન—કીશોરની રાહ જોતી કુંતલાના વિરહોદ્ગાર–કીશોર–કુંતલાનો રમુજી પ્રણય મીલાપ–ગપગેઝેટ વાંચતાં વાંચતાં સીંહલજીનું આગમન તે દ્વારા પિતાના મરણનું કીશોરને પીછાણ–પીતા પાછળ પ્રાણ વીસર્જન કરતો કીશોર અને કીશોર પાછળ પ્રાણાર્પણ કરતી કુંતલાને જોઇ ચપલાને થએલી ગભરામણ–ચબરાક સીંહલજી એક યુકિત અજમાવી કીશોર કુંતલાના પ્રાણ બચાવે છે. અને ઉભયના હસ્તમીલાપ સાથે સીંહલજીનુ "ઇતિશ્રીનાટય પુરાણોનું પારાયણ સમાપ્ત થાય છે.

પ્રવેશ ૭ મો રાજદરબાર—કુમાર કુસુમસીંહને રાજ્યાસનપર બેસાડી પ્રજાજનોને રાજા પ્રજાની ફરજ રહમજાવી, આ અસાર સંસારથી કંટાળેલો કનકસીંહ સન્યાસ લઇ જવા નીકળે છે કુસુમ કુમાર કેદીઓનો ન્યાય થતા સુધી તેને રોકે છે પોતાની હાજરીમાં કુસુમ કેદીઓનો ન્યાય કરે છે કેટીલ્યસીંહને દેહાંત દંડની સજા ફરમાવવામાં આવતા તેના અંતઃકરણના અપાર પશ્ચાત્તાપના શબ્દો સાથે કળાવતી રજુ થાય છે. અને પ્રાણેશને વીનવી પીતાની સજાની ક્ષમા અ-

પાવે છે. બાદ કેશરીને કારાગ્રહની સજા ફરમાવનાર તે અહંકારી રાજા કટાર ખાઇ આત્મઘાત કરી મરવા તઇયાર થાય છે. દરમ્યાન તેના પીતાનું રૂપ અંતરિક્ષે જણાવતાં તેના પ્રભાવે કેશરીને પોતાના કૃત કાર્યોનું ભાન થવાથી અપાર પશ્ચાત્તાપ સાથે પિતાની અસહમતી ટાળવા માટે કુમાર કીર્તિસીંહને પોતાની કુંદનપુરની ગાદી સોંપી મોટા ભાઇ કનકસીંહ સાથે નિમિષારણ્યમાં તપ આરંભવા નિશ્ચય કરે છે. દરમ્યાન ભાગીરથી, ભાનુમતિ તથા કુમાર કીરતીસીંહને અને મંદા દાસી સાથે હાજર થાય છે તેમને જોઇ સર્વના અંતરમાં હર્ષ થાય છે બાદ પ્રધાન કૌટિલ્યસીંહ પણ ભવિષ્યનું જીવન પ્રભુ ભકતીમાં ગાળવાની ઇચ્છાથી કુસુમ કુમારના હસ્તમાં કુમારી કળાવતીનો હસ્ત સોંપી વનવાસી સંન્યાસી થવા તૈયાર થાય છે. કલ્યાણસીંહને તેની સેવાની કદર કરી મુખ્ય પ્રધાન પદ તથા વૃંદાના વંશજોને રાજ તિલકની સત્તા સોંપવા સાથે કુસુમ કળાના હસ્ત મેળાપ સાથે અમારા આ નાટય પ્રયોગની સમાપ્તિ થાય છે.

શાન્તિ ! શાન્તિ ? શાન્તિ !



# કનક-કેશરી નાટકના મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્રો

કનકસિંહ... કુસુમપુરના મહારાજા.
કુસુમસિંહ...કનકસિંહની જુની રાણીનો કુમાર; કુસુમપુરનો યુવરાજ
કીર્તિસિંહ...કનકસિંહની નવી રાણીનો કુમાર.
કેશરીસિંહ..કુંદનપુરનો રાજા, કનકસિંહનો સગો ભાઈ
દેવદત્તસિંહ. કુસુમપુરનો મુખ્ય મંત્રી.
કલ્યાણસિંહ .કનકસિંહનો વફાદાર સરદાર
કુરસિંહ......કુંદનપુરનો પ્રધાન.
કિશોર......કુસુમસિંહનો પ્રધાન
જાલમસિંહ...કુંદનપુરનો એકટીમ કોટવાલ.
સીંહલજી.... કુંદનપુરનો નિવાસી, એક પૈસાદાર ખવાસ અવળી કેળવણીથી બનેલો નરકી સુધારાનો સાથી પાછળથી ચપળાનો થએલો પતિ.

## સ્ત્રી પાત્રો

ભાનુમતિ...કનકસિંહની નવી રાણી, કુમાર કીર્તિસિંહની સગી માતા
ભાગીરથી...કેશરીસિંહની રાણી.
કુમુદવતી... દેવદત્તસિંહની કુમારી, અને કુસુમકુમારની પ્રણયિની
ચપળા......એક વિધવા ખવાસણ, પાછળથી બનેલી સિંહલજીની સ્ત્રી.
કુંતલા.......ચપળાની વિદુષી કન્યા

તદુપરાંત-સાહેલીઓ કંચનીયો નાયકાઓ વિગેરે

સ્થળ :—કુસુમપુર, કુંદનપુર, વિરામપુર નો રૂપાવપુર અને તેની નિકટનો પ્રદેશ

# કનક-કેશરી નાટકનાં ગાયનો.

નાન્દી—મંગળાચરણ

આળાઓ—  ૧

વંદુ વિમળ વિશ્રામ
જાનકીરામ, જયરામ, રાજીવરામ પરશુરામ
ન્યારી ન્યારી કૃતિ નીરખી શ્યામ......વંદુ૦

નભ, નગ, નદ, નક્ષત્ર નગ
વિશ્વ વારિધિ વિમળધામ
અજર અમર હર જગધર હર હર પ્યારા અભિરામ...વંદુ૦

હંસનીઓ—  ૨

નીરે નીધપમ પધગમ પરે ગરે રેગ ધપનીમ
પધગમ પરે ગરે નીસા........
સાનીધનીરે સાનીધનીરે ગપરે ગપ
ધનીધપગરે સાનીસા

તનન તનન દીમ નાદીર દીર દીમ દીમ દીમ નત નત નન તન
દારે દારે દીમધે તનનનધે તન આલી લીલીમ

કીર્તિ કમલ પ્રફુલ્લ રહો યાવતચંદ્ર દીવા કરો.
નેક ટેક નૃપવર સહિત દિન પ્રતિદિન દ્વિગુણિહો
ગેતીર કીટ તકતા કધી ગેગે દીન નગ ધેતા ગીન તરાનગ
દીના કીટીત ગેતીર કટતક તકીટધ—(૨)

ભાગ્યમતિ—  ૩

પિયુજી પ્રાણ પ્યારા પધાર્યા પ્રેમાળ
અંતરના ભાવ રસિક રસીયા રસાળ......પિયુજી૦

વસંત વિકાસ્યે વ્હાલા વિરહી વિહરીવા
આવો હૈવાના, હેતે હિંચોળું હું લાલ...પિયુજી૦
કથની વિરહની કહું કંઇ વર્ણવી
પ્રણમુ પાયે પડું પ્રિતમજી લાલ.......પિયુજી૦

કનક ભાનુ— ૪

કનક–" શાણી તું મ્હારી છે પ્યારી સુખકારી સન્નારી
ગોરી ગુણુશાણી ગુલજાર
ભાનુ–" છોડોજી હાથ મુજ સાથ તજો એવી વાત
બીજીને બતાવો પ્યાર–"...શાણી૦
કનક–"ના રીસાવો રાણી આવો "
ભાનુ–"દુર જાઓ ના સતાવો."
કનક–" શાણી સુજાણ માનિની માન "
ભાનુ–' જી નં જાવો.........શાણી૦
ભાનુ–" જાઓ જીવન મન મુંઝાયે
છોડી દો મશ્કરી ક્યાંયે "
કનક–" જાઓ જીવન મન મુંઝાયે
તો ન પડશો ફરીથી પાયે."
ભાનુ–" ના જાઓ જીઆવો, રીઝાવો મનાવો
આતમહારા દીલદાર "...શાણી૦

ચપલા— ૫

હારે કોને કહેતી વિધવાની આવી વિપતિ
વિધવાની વિપતિ વિધવાને વિપતી......હારે કોને૦
વિધવા વનિતા વિહારી વિનાની
રવમિં વિનાની બાળી જીંદગાની......હારે કોને૦

સંસારના સુખ વૈભવ સંપતિ
વિશ્વવા ઓને મન હોળી સળગતી......હારે કાને૦

અપસા— ૬

" ચિત્ત ચોર છો ચકોર સલુણાજી શામળા
લટકાળજી વાહ લ્હેરી વાલજી
કરી કુંતલાનું કામ વ્હેલા વળજો વિરામ"

સિંહલજી—" રસીલી રામા ભોળી ભામા કારી કટાક્ષની તે
મારી કટરીયાં, અહા પ્યારી મારી કટરીયાં

કંચનીઓ— ૭

શરાએ અરગવાનીસે પયાપય જામ ભર ભરદે
તેરે કુરબાન અયસાકી નશેમેં મસ્ત કર કરદે
પીલાકર મય ભુલા દેગા હુય દીલસે ગમહો આલમ કે
તેરે કદમો પેંસાકીનેંદ ક્યું કર સગ ધર ધરદે
શરામે નાબકી તારીફ ક્યા હે હમસે અયસાકીલ
મીટાકર જો ગમીકો શાદ માની દીલમેં ભર ભરદે

કેસરી— ૮

સમશેરો ચમકાવી શત્રુને હંફાવી જીતી સંગ્રામ
ક્ષણ ભરમાં રણ સ્થળમાં અતિદળમાં સર્વેના મુકાવી માન
શત્રુ દળને બ્હ સઘ નમાવો જાલીમ જુલ્મ જમાવો જમાવો
બહાદુરી બળથી બતલાવો પુરી કરી ખુવારી
સૃષ્ટિ આ સારી ધ્રુજાવી ભારી જીતી સંગ્રામ

કળાવતી— ૯

મનહર મુદભર મધુરી મીટ માંડી નેત્રો ત્રાસ્યાં
પ્રિય પ્રાણ તોય ન આવ્યા

વિરહી વિરહ પણ જુગ સમ જાયે
અંતર પ્રિય વીણ અતિ ગભરાયે
તનમાં મનમાં લાગી લાગી હાય પ્રજળે કાયા......પિયુ૦
શરદ ચંદ્રિકા સુહાય શુભ કેવી ખીલી
વળી વનવાટિકામાં સુસ્મતા કેવી ભીલી
કુંજો કુમળી કુસુમની કાન્તિવાળી કેવી ખીલી
મૃદુ ચૈત્રની બહાર તેની ખીલી-વિરહી વિરહ

કળાને સાહેલીઓ— ૧૦

સા—"વાહ વાહ નાનકડી નાજુક નાર
શરમાતી ના ચાલી આ સાહેલી"
ક—"જાઓ સતાવો નહિં નાહક બનાવો
જાણી જાણી ટળો અહિંથી વ્હેલી"
સા—"આવે રસીક વર જો અલબેલી
મીટ માંડી રહી જવાં મદ ઘેલી"
ક—"પત્થર પ્રતિમા સમી જણાઓ
નાહક શાને મ્હને બનાવો"
સા—"જાણી રંગીલી રસીલી ભ્માલી"
ક—"શાને શને બનાવો સાંભળી".....વાહ વાહ૦

કુસુમ— ૧૧

પ્રાણથી પ્યારી, સરસસારી, મૃદુપુરલી,
ભ્રમરે જડી ગઇ, જડી ગઇ હાં—"

કળા—"અશ્રમેશા બાગ આવો, રસીલાજી રીઝાવો
મીઠા અણમોલી મીલાવો, ઉર્મિ અંતરની છલકાવો
સ્વાતિક જળ વિણુ ચાતક જેમ હું તલપું છું
પ્રિય પ્રાણ વિના—"

કુદ—"કુગ્યાન સદા નિજ પ્રાણુ કરે,
પ્રણુંય પ્રણુયિની પરેજ મરે"

કુંતલા— ૧૨

જંગ જોબનનો જહીમ જમાવું હું
મન મોહનને માનથી મનવું હું
પ્યારા પખીજી પ્રેમ પિંજરે પુરી દઉં
મારી નયન બાણ એ અજાણ્યાને વિંધી દઉં
ઝુલું હું ઝુલવું ડોલાવું યૈવનનો બહાર હું—જંગ૦

કુંતલા— ૧૩

મળજો જરૂર માણીશું મોહન મારા
પ્રેમાં પખીજી પ્રેમ કુંજમાં પ્યારા......મળજો૦
આનંદ આનંદ આજ અનિ મ્હારે
પ્રેમ અમૃત રસ રેલાએ પ્યારા—"

કિશોર—કોમળી બાલને લેાી તું લલનારે
પ્યારી પંખિણી તેં પ્રેમબાણ માર્યાં" મળજો૦

૧૪

ચપલા—ગેટ આઉટ ગમાર, ચાલ લુચ્ચા ચમાર;
વ્યભીચાર કરનારને ધિક્કાર છે,

સીંહલદ—'આપ એમ જેન્ટલમેન વૃથા બોલો છો કેણુ,
લપજલ કેસ કોરટે જનારૂ છે.........ગેટ—
સુરત સુંદર છે, બહા વીર નર છે,"

ચપલા—"શું શું તુ નર છે? ના ના ખચ્ચર છે.
બુરા કામી કુકર્મી ધિક્કાર છે.

સીં૦—" જંહા તારા બાપાના સરદાર છે "...ગેટ૦

આશાંભના— ૨૪

અજાકે અજબ મુગટ બાંધા સાલ બાંધા આરમું ઉમેદયું
અલાહ મંજહી આહીન... અજાકે.
મીઠડા કાગલ લાય લહીયો પિરિયડે આયણુજી
કાગાલ ચવિયો.
બીર ખંડયું કર્યો વેધાં રાજવેંધા આરયું ઉમેદયુ
અલાહમજ આહી...અનેક.
હીનત રૂકનતે રતથાચો રાજિ ધરત
દુઝજો તે કરી આધોરાજિ
સુરસંધ્યો કર્યો વેધા રાજ વેધા આરયું
ઉમેદયું અલાહ મંજ આહીન.

સિંહ-ચપલા— ૨૫

ચાહો ચાહો રસીક રમાવર પુજું પાય તમાંગ
માનસ સરનાં રાજ હંસ થઇ મુક્તા ફળને ચરશો
દેવ હૃદય વસનાર મ્હારા——ચહો૦
સીં૦-ધન્ય દીવસ છે આજ અમારો
ચ૦-પ્રેમા પતિ અબળાને તારો
સેવા સ્વીકારીને પાપ નિવારો
સીં૦-તારદિન ચાહુ પ્રાણ——ચાહો૦

કેસરી— ૨૬

આજ-અઇ વિપત્તિઓ વણમાઇ
કર્મ મતિ મ્હારી ન્યારી ન્યારી પ્યારી પ્યારી
છગી બળયા કીધીજ સવાઇ
ઉરના ઉમેદ પુરી કાપી કળમળમાં

કીર્તિ; લક્ષ્મી, શક્તિ, ને શ્રી મળી બધુ અગાધ
વિજયની વધાઈ——આજ૦

કુસુમ—

૨૭

દશા થઇ આ શી પ્રભુ મ્હારી
અલગ થઇ અલબેલી પ્યારી
કળા થઇ ગઇ રશીથી ન્યારી
થયો ક્રુર આમ વિધી શું કામ?
વિધાતા તુજ કૃતિ છે ન્યારી થઇ ખ્વારી...દશા૦
જગધર જગધર તુંછે પાલક ટાળક સોનો
મુજ પર કર દયા, નિજુવર કરતું મયા, દીનદાસ આ
વિશ્વંભર, વિશ્વધાર, વિશ્વમાં વસી રહેનાર...દશા૦

સાધુ—

૨૮

ક્યાં મળે પ્રાણ જીવન પ્યારા
ધરણીએ શુન ક્યાં છે મહારા
પ્રભુ ભક્ત વત્સલ કાં બિરદ ચુકો
પદ ધર્મ ધુરધર કાં ધર્મ ચુકો
સ્વામી સુત મેળાવો મહારા—ક્યાં૦

કનક—

૨૯

જીવન પલટાઇ જવાનું ખરે અંતે ખરી જાવું.
એથી બહેતર છે આખર કે બલાઇમાં મરી જાવું
કલેવર ખાકથી નિરખ્યું ખરેખર ખાક થાવાનું
વિરાગી રાગી કે ભોગી બધા શું થાને જવાનું
દેશાગ્નિમા પ્રજળવું એ ખરેખર હોળીમાં બળવું
ટીલી કાળી લઇ ફરવું ભલું એથી આંધક મરવું

# જાહેર ખબર.

અમારી કંપનીના નીચલા નાટકોના ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી રોકડી કિંમતે મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ | કિંમત. | ચોપડીનું નામ | કિંમત. |
|---|---|---|---|
| બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ | ૦-૩-૦ | માતૃપીતૃ ભક્ત પુંડળીક | ૦-૩-૦ |
| શ્રી ભક્તિવિજય | ૦-૩-૦ | વિશ્વ પ્રેમીકલાપી | ૦-૩-૦ |
| સુરેખા હરણ ... | ૦-૩-૦ | અજય લક્ષ્મી ... | ૦-૩-૦ |
| નાગર ભકત ... | ૦-૩-૦ | પીપાભગત ... | ૦-૩-૦ |
| નીલમ માણેક ... | ૦-૩-૦ | હોથલ પદમણી | ૦-૩-૦ |
| યોગકન્યા ... ... | ૦-૩-૦ | જેસલ તોરલ ... | ૦-૩-૦ |
| મનહરમેના ... | ૦- ૦- | બીબલ બાદશાહ | ૦-૩-૦ |
| મહાશ્વેતા-કાદમ્બરી | ૦-૩-૦ | પ્રવિણ સાગર ... | ૦-૩-૦ |
| જોહરે શમશીર | ૦-૩-૦ | રાજ લીલા ... | ૦-૩-૦ |
| શ્રી જયમતી ... | ૦-૩-૦ | મહારાજા શાંતનું | ૦-૩-૦ |
| ઉર્વશી-પુરૂરવા | ૦-૩-૦ | માલવિકા-અગ્નિમિત્ર | ૦-૩-૦ |
| | | સ્વામીભકત સામન્ત યાને વીર દુર્ગાદાસ ... | ૦-૬-૦ |

વિઠ્ઠલદાસ હેમજીભાઇ ભાવનગરવાળા.

શ્રી વિ. ના ના. સમાજ.